# દેશભક્ત બાબુ ગેનુનું જીવન ચરિત્ર.

[ સુંદર ચિત્ર સાથે ]



લેખક—અચ્યુત બળવંત કોલ્હટકર,
અધિપતિ સંદેશ ( દૈનિક ).

કીંમત એક આનો.

પોતાના પ્રાણનો ભોગ આપીને અમર થએલા દે. બાબુ ગેનુ.



# અશ્રુધારા રે લી.

## ભારતમાતાનાં પવિત્ર ચરણે.

આજે બાબૂ ગેનૂનું નામ કોણ જાણતો નથી ? બધા લોકો તેનું નામ જાણે છે, તેનો પરાક્રમ જાણે છે, તેનાં ગુણ જાણે છે ! પણ થોડાં દહાડા આગળ તેનું નામ કોણ જાણતો હતો ? મુંબઈના સંસારમાં એક પણ માણસ તે વખતે એવો હતો કે, કે જે બાબૂ ગેનૂને ઓળખતો હતો ? નહીં ! હાં ! તેને કાંગ્રેસવાળાઓ ઓળખતાં હશે ! તથા થોડા આગેવાનો પણ તેને ઓળખતા હશે ! તથાપિ એ વાત સાચી છે કે બાબૂ ગેનૂ નામનો કોઈ શખ્સ મુમ્બઈમાં છે એટલી સાદી ખબર પણ જાહેર પ્રજાને ન હતી ! આજે બાબૂ ગેનૂનું નામ મુંબઈમાં લોકપ્રિય છ, એટલુંજ નહિ, આજ-કાલનાં આંદોલનમાં જે કોઈ હીરો તરીકે ગણાય છે તેમાં બાબૂ ગેનૂનું નામ પ્રમુખ છે !

તેનું કારણ શું ? બાબૂ ગેનૂનું બલિદાન એટલું અપૂર્વ હતું કે દરેક માણસના હ્રદયપર તેની અસર થએલી છે. કેવળ મુંબઈમાંજ નહિ, ગુજરાત અને હિંદુસ્તાનમાં પણ બાબૂ ગેનૂનું નામ પ્રાતઃ-સ્મર-ણીય થએલું છે.

કોઈ કોઈ સંજોગથી ઇતિહાસ બદલાઈ જાય છે. હિન્દમાં આજકાલ ઘણા લોકો તુરુંગમાં ગયેલા છે, કોઈ કોઈ વંધ વ્યક્તિએ આત્મભોગ પણ કરી બતાવ્યો છે ! પણ તેમાંથી કોઈના આત્મભોગનો પરિણામ બાબૂ ગેનૂના મરણ જેટલો ગંભીર થયો નથી ! ઇતિહાસકારો કહે છે કે જ્યુલિયસ સીઝરના મરણથી ઇતિહાસને નવો રંગ ચઢયો ! તાલીકોટની લઢાઇથી હિંદુસ્થાનનો ઇતિહાસ ભિન્ન હાલતમાં પડ્યો. ૧૯૧૪ માં જ્યારે સારાજેવ્હોમાં ઑસ્ટ્રિયાના રાજપુત્રની કતલ થઈ ત્યારે ઉત્પન્ન થએલા વાદળોમાં અખિલ યુરોપ—બલકે અખિલ દુનિયા—સંગ્રામના ચક્કરમાં પડી !

બાબૂ ગેનૂનું નામ પણ આજ પંક્તિમાં છાજવા જોગ છે. બાબૂ ગેનૂએ જે પરાક્રમ કીધો છે તેથી દુનિયા બદલાઈ ગઇ છે. ક્રાંતિકારક તરીકે બાબૂ ગેનૂનું નામ નિ:સંદેહ ગણવામાં આવશે ! બાબૂ ગેનૂના મરણથી હિંદને એક નવો હીરો મળ્યો છે ! બાબૂ ગેનૂના મરણથી હિંદીપ્રજાના હૃદયમંદિરમાં એક નવી દેવતાની પ્રાણપ્રતિષ્ઠા થઇ છે ! બાબૂ ગેનૂના મરણની યુવકોના સંસારમાં એક નવો સૂર્ય ઉદય પામેલો છે ! તે સૂર્ય સર્વને પૂજનીય છે ! તે સૂર્ય સાંપ્રતની સ્થિતિપર નવો પ્રકાશ પાડે છે ! તે સૂર્ય ભારતના અંતરિક્ષપર પોતાના ઉજ્જ્વલ કિરણોથી પ્રકાશમાન થાય છે ! તે સૂર્ય યુવકોને નવી સ્ફૂર્તિ આપે છે ! તે સૂર્ય દરેક ભારતીયને જગાડે છે ! તે સૂર્ય દરેક વ્યક્તિને કહે છે, "ઉઠ, ભારત સંતાન, ઉઠ ! તારા આત્મભોગની ભારત માતાને ગરજ છે ! ભારતમાતાના પવિત્ર ચરણોપર પોતાની સંપત્તિનો ભોગ આપ ! ભારતમાતાના દિવ્ય ચરણોપર પોતાના સંસારનો ભોગ આપ ! ભારતમાતાના વંદનીય ચરણોપર પોતાના પ્રાણનો ભોગ આપવો પડે તો તે પણ આપવાને તૈયાર થા !"

---

## અશ્રુધારા ૨ જી.

### નવયુગનો પ્રારંભ.

ઇતિહાસમાં જેમની કીર્તિ અમર થયેલી છે તેમાંથી જે વ્યક્તિઓની જન્મતારીખ નિ:સંદેહ વિદિત છે એવી વ્યક્તિઓ ભાગ્યેજ મળશે ! પ્રભુ રામચંદ્ર અને યાદવવંશ કુલભૂષણ શ્રીકૃષ્ણના જન્મદિનો પ્રતિવર્ષ ઉજવવામાં આવે છે, તથાપિ તેનો પણ કાલ નક્કી થયેલો નથી ! વિદ્વાનોમાં તે વિશે મતભેદ છે ! અને તે મતભેદ કેવળ શતકોનો નથી, પણ હજારો વર્ષોનો છે.

એવું છતાં જો બાબૂ ગેનૂની નક્કી જન્મ તારીખ ન મળી શકે તો તેમાં શું આશ્ચર્ય છે ? બાબૂ ગેનૂ એક ખેડૂત હતો. તેનાં માબાપ ગરીબ હતાં.

જે ગામમાં તેનો જન્મ થએલો, તે ગામ જીલ્લાનો નહીં, પણ તાલુકાનો પણ ઠેકાણું ન હતું. પુના જીલ્લામાં આવેલાં જુન્નરનામના એક તાલુકામાં મહાળુંગા નામનું ગામડું છે તેમાં બાબૂ ગેનૂનો જન્મ ઇ. સ. ૧૯૦૮ સાલમાં થયો ! તેના જન્મનો નક્કી દિવસ જણાતો નથી ! ગરીબ કુટુંબમાં પંચાંગ કે ચોપડીનો પૂરો અભાવ થવાથી એનાં કરતાં વધારે ખબર કયાંથી મળી શકે ?

જ્યોતિષ શાસ્ત્ર ખરૂં છે કે ખોટું છે એની ચર્ચા કરવાનું એ સ્થલ નથી. પણ બાબૂ ગેનૂનું જન્મવર્ષ અને તેનું જીવનચરિત્ર એમાં કોઈ અદશ્ય સંબંધ હતો એમ ખાતરીથી કહી શકાય છે ! નહિ તો ૧૯૩૦ સાલમાં પોતાના મરણથી લોકોનાઃ વિચારોમાં ક્રાંતિ કરનાર બાબૂ ગેનૂનું જન્મ ૧૯૦૮ જેવાં ક્રાંતિકારક વર્ષમાં થવાનું કારણ શું હશે ? ૧૯૦૮ સાલ મોટુંજ ક્રાંતિકારક હતું, એટલું જ નહી પણ આધુનિક ભારતનો જન્મ આજ સાલમાં થયો એ સિદ્ધાંત સર્વમાન્ય છે ! વળી એ પણ વાત ખરી છે કે એ સંજોગ થવાનું ઠેકાણું ગુજરાત છે ! ગુજરાતમાં સુરત શહરમાં જ્યારે સર ફેરોજશાહ મેહેતાએ કોંગ્રેસનો મેળાવડો ભરવાનો ઠરાવ કીધો અને એ ઠરાવને અનુસરીને જ્યારે મોડરેટ અને એક્ષટ્રિમિષ્ટ લોકો સુરતમાં ભેગાં થયાં, ત્યારે બન્ને દલોમાં એટલું ભયંકર યુદ્ધ થયું કે તેમાંથી આધુનિક ભારત જન્મ પામ્યો ! ત્યાંસુધી ભારતીય લોકોમાં સ્વાતંત્ર્યની ઇચ્છા ઉજ્જવલ ન હતી ! ભારતની પારતંત્ર્ય સ્થિતિ જ હમેશ રહેવાની છે અને તેથી તેની મુક્તતા થવાની ઇચ્છા ધારણ કરવી પાપરૂપ છે એમ લોકો ધારતા હતા. સ્વાતંત્ર્યની ઇચ્છાથી પ્રેરિત થયેલા માણસો ભાગ્યેજ દેખાતા હતાં ! અને કોઇના એવા વિચારો દૃષ્ટિએ પડતાંની સાથેજ તેમનાં માથાપર ભયંકર સંકટો વરસતા હતાં !

પણ ૧૯૦૮ માં સુરતમાં થયેલાં યુદ્ધથી એ સ્થિતિ બદલાઈ ગઈ ! તેમાંથી સ્વાતંત્ર્યનો એક મક્કમ પક્ષ ઉત્પન્ન થયો ! તે સ્વરાજ્યની માગણી જોરથી કરવા લાગ્યો ! તેણે એટલુ મોટું આંદોલન સર્વ હિંદુસ્થાનમાં નિર્માણ કર્યું કે ભારત દેશને એક નવુંજ રૂપ પ્રાપ્ત થયું ! એવી રીતે પુરાણ ભારતનો સુરત શહરમાં અંત થયો અને ત્યાંથી નવો ભારત જન્મ પામીને નવયુગનો પ્રારંભ થઈ શકયો.

---

# અશ્રુધારા ૩ જી.

## તેમાં શું આશ્ચર્ય ?

આ નવયુગના પ્રારંભમાં બાબૂ ગેનૂનો જન્મ થયો ! સહજજ નવયુગના નવકિરણો તેનાં પિંડમાં ઉતરી ગયા ! તેનું લોહી નવયુગનું બન્યું ! તેનાં સ્નાયુ નવયુગના બન્યાં ! તેના શ્વાસોચ્છ્વાસમાં નવયુગ આવી ગયું ! ટુંકમાં તે નવયુગની એક મૂર્તિ બની ગયો.

જે ગામમાં બાબૂ ગેનૂનું જન્મ થયો તે ગામ જો કે નાનું હતું તો પણ આ નવયુગના નવ વાતાવરણને તે ઉત્તેજન આપવા લાયકત હતું ! બાબૂ ગેનૂનું મહાળુંગા નામનું ગામ પૂના જિલ્લામાં આવે છે એમ અમે આગમજ કહી ગયા છીએ. પૂના જીલ્લા પેશવાઓના વૈભવથી વધારે ઓળખાય છે, પણ તેનો સંબંધ શ્રીશિવાજીમહારાજ સાથે પણ જોડાયલો છે. શ્રીશિવાજીમહારાજનો જન્મ પૂના જીલ્લામાંજ થયો હતો અને તેના પિતા શહાજી રાજાને પૂના પ્રાંત જહાગીર તરીકે મળેલો હોવાથી નાની વયથીજ શ્રીશિવાજીમહારાજ પૂનામાં રહેતા હતાં ! તેણે જે કિલ્લાઓ શરુવાતમાં હસ્તગત કીધાં તે સર્વે પૂનાના નજીકનાજ હતાં અને તેના શૂર સાથીઓ પણ પૂના પ્રાન્તમાંજ રહેનારાં હતાં. એ પ્રમાણે શ્રીશિવાજી મહારાજનો પૂના પ્રાંતથી અને પૂના પ્રાન્તના શ્રીશિવાજીમહારાજથી ઘણોજ નિકટ સંબંધ આવી ગયો. પેશવાઓએ આ સંબંધને વધારે તેજસ્વિતા આણી અને તેનું નામ દિલ્લી જેવું જગજાહેર કીધું. પણ તે અખિલ પુણ્ય શ્રીશિવાજીમહારાજનું હતું એ વાત તે સારી રીતે જાણતા હતા !

બાળક તરીકે આ પુણ્યવાન પ્રાંતમાંના એક ગામમાં બાબૂ ગેનૂ રમવા લાગ્યો. તેની સામે શિવનેરી કિલ્લો હતો કે જ્યાં શ્રીશિવાજી મહારાજનો જન્મ થયો હતો ! તેની પાછળ પૂના શહર હતું કે જ્યાં તેમના ગુરૂ દાદોજી કોંડદેવે તેમને સ્ફૂર્તિદાયક શિક્ષા આપી હતી. તેની એક બાજુએ ચાકણ વિગેરે

કિલ્લાઓ હતાં કે જ્યાં શ્રીશિવાજી મહારાજે સ્વરાજ્યનો પાયો રચ્યો હતો અને તેની બીજી બાજુએ તે પ્રખ્યાત સહ્યાદ્રિ પર્વત હતો કે જેણે પોતાનાં ખીણખંડેરમાં શ્રીશિવાજી મહારાજનું બહુવાર સંરક્ષણ કીધું હતું ! ખરેખર ધન્ય તે જગ્યા જ્યાંની માટી સ્વરાજ્યમય છે, જ્યાંથી આવેલો પવન સ્વરાજ્યનો દિવ્ય સંદેશ લાવે છે, જ્યાંની દરેક વસ્તુ સ્વરાજ્યના સ્મરણને જાગૃત કરે છે, જ્યાંના વાતાવરણમાંથી દરેક શબ્દ સ્વરાજ્યનો મંત્ર કાનમાં ઘુમાવે છે !

આવી સ્થિતિમાં બાબૂ ગેનૂના બચપણથી તેને સ્વરાજ્યના પાઠો મળ્યા એમાં નવાઈ શાની ? આવી સ્થિતિમાં જડ પાષાણોમાં પણ ચેતના ઉત્પન્ન થાય છે, ધુળીકણોમાં મહાન્ સામર્થ્ય આવે છે, વૃક્ષો માણુસ બનેછે અને માણુસો પરાક્રમી વીર થાય છે ! ત્યારે નાનપણથી બાબૂ ગેનૂ સ્વાભિમાની નિકળ્યો, તેજસ્વી નિકળ્યો, દૃઢ નિશ્ચયી અને પ્રતાપવાન્ બની ગયો તેમાં શું આશ્ચર્ય ?

---

## અશ્રુધારા ૪ થી.

### ગોપીનાથ પંત.

——:o:——

મહાળુંગા ગામમાં એક શાળા હતી ! અને જો કે ખેડુતોનાં છોકરાઓ ઘણું કરીને શિક્ષણપર લક્ષ આપતા નથી અને તેનાં માબાપો પણ બાલકોની કેળવણી વિશે સાધારણ રીતે ઉદાસીનજ રહે છે તો પણ વર્તમાન કાલના જમાનામાં શિક્ષણ વગર રહેવું ખેડુતોનાં છોકરાઓને પણ ઘટતું નથી. મહાળુંગા ગામની નિશાળમાં બાબૂ ગેનૂ જવા લાગ્યો અને ત્યાં ભણવા લાગ્યો ! નિશાળમાં એકજ શિક્ષક હતા અને તેજ બધા વર્ગોને ભણાતા હતા ! પણ તે સારા માણુસ હતા ! માત્ર માસિક તનખાપર તેમનું ધ્યાન ન હોતું ! તેઓની એવી ઇચ્છા હતી કે કોઈ છોકરો સારી રીતે ભણે અને જ્ઞાન મેળવે ! પણ તેમની ઇચ્છા પૂર્ણ કરનાર કોઈ વિદ્યાર્થીજ તેમને મળતો

ન હતો. બાબૂ ગેનૂપણ એવોજ હતો ! માત્ર તેને કથા અને વાર્તાઓ ભારેજ ગમતી હતી. હિંદમાં થએલા વીર પુરૂષો અને નારીઓનું જીવન ચરિત્ર તેને ઘણુંજ સુરસ જણાતું હતું ! તેનાં શિક્ષક–જેમનું નામ ગોપીનાથપંત હતું–તેમની પાસે એવી કથા અને વાર્તાઓનો અપાર સંગ્રહ હોવાથી અને નિશાળમાં ગણિત, ભૂગોલ વિગેરે વિષયો કરતાં ઇતિહાસોનાં રમ્ય પ્રસંગો વિદ્યાર્થીઓને કહેવાની તેમને વધારે ઇચ્છા હોવાથી બાબૂ ગેનૂ ઘણી લાગણીથી તે સાંભળવા લાગ્યો અને તેમાં તેને એટલો રસ આવ્યો કે શિક્ષકથી તે કથાઓ રોજની રોજ સાંભળ્યા વગર તેને ચેન પડતું ન હતું ! વીરબાહુ પ્રતાપસિંહે પોતાની ઘોર પ્રતિજ્ઞા કેવી રીતે પૂર્ણ કીધી, રાજા કર્ણ શત્રુઓની સાથે સંગ્રામ કરવા કેવી રીતે તૈયાર થયો, બુંદેલખંડની સ્વતંત્રતાને માટે છત્રસાલ નરેશે કેટલી બહાદુરી બતાવી, શ્રીશિવાજી મહારાજે શત્રુઓને કેવી જુક્તિથી નેસ્તનાબૂદ કર્યા અને પહેલા બાજીરાવનું નામ સાંભળતાંજ નાદીરશાહ દિલ્લી શહેર છોડીને કેવી રીતે સ્વદેશ તરફ ભાગ્યો–આવા પ્રકારના ઘણાજ રસભરેલા વૃત્તાંતો બાબુ ગેનૂને તલ્લીન કરતા હતાં ! તેથી તે ઘરને ભૂલી ગયો ! માબાપને ભૂલી ગયો ! ક્ષુધા તૃષાને તે ભૂલી ગયો ! અને આખો વખત–તેજ રસભરેલા વૃત્તાંતો સાંભળવા લાગ્યો ! શિક્ષક ઘેરે ગયા કે તે પણ ત્યાંજ જતો હતો, તેમની સેવા કરતો હતો, તેમની પત્નીની આજ્ઞા માનીને તેમને પ્રસન્ન કરતો હતો અને ગુરૂજીને વિનંતિ કરતો હતો કે કાલે અમુક પ્રસંગસુધી આપે અમુક કથા કહી, આજે આગળ ચલાવશો ! બાબૂ ગેનૂની એવી ઉત્સુકતા જોઇને ગોપીનાથપંતને બહુ સંતોષ થતો હતો અને તેની ઇચ્છા તે તૃપ્ત કરતા હતા.

બાબૂનું શિક્ષણ એટલું જ થયું ! પણ બધા શિક્ષણના સારરૂપી સ્વદેશભક્તીનો ખરેખરો પાઠ તે શીખ્યો ! હિંદના ઇતિહાસમાંના ત્રણ પુરુષોપર તેની વધારે ભક્તિ ઉત્પન્ન થઈ ! એક શ્રીરામનો સેવક હનુમાન, બીજો દ્રોણાચાર્ય જેવાં વીરોની સાથે સંગ્રામ કરવા તૈયાર થએલો યુવક અભિમન્યુ અને ત્રીજો મૃત્યુના મુખમાં કુદીને સિંહગડપર સ્વાતંત્ર્યનો ઝંડો ઉભો કરનાર તાનાજી ! તેમનું અનુકરણ કરવાની પ્રબળ ઇચ્છા તેનાં બાળહૃદયમાં ઉત્પન્ન થઈ અને જાણે કે તે તેવા પ્રસંગનીજ રાહ જોતો રહ્યો !

પણ એટલામાં આખા દેશપર ઇન્ફ્લ્યુએન્ઝા ફેલાયો અને તેણે બાબૂ ગેનૂના પિતાનો બળી લીધો ! બાબૂ ગેનૂની ઉમ્મર તે વખતે માત્ર દસ વરસની હતી ! તેની મા કઠન હાલતમાં પડી.

---

## અશ્રુધારા ૫ મી.



### ગ્રામ ત્યાગ અને પુનરાગમન

બાબૂની મા અનાથ થઈ ! તેનો પતિ ગરીબ હતો ! તે એકલોજ કુટુમ્બનો આધારસ્તંભ હતો ! તે જે કાંઈ કમાવતો હતો તેના ઉપર કુટુંબનો નિર્વાહ ચાલતો હતો ! તે એક ખેડુત હતો, પણ તેની ખેતી ઘણી થોડી હતી. ખેડુતોની ખેતી ગમે તેટલી થોડી હોય તો પણ તે તેના આધાર ઉપર મગ્રૂર રહે છે અને પોતાને શ્રેષ્ઠ માને છે ! બાબૂનો બાપ પણ પોતાને શ્રેષ્ઠ માનતો હતો ! પણ કેવળ ખેતીપર તેનો નિર્વાહ ચાલતો ન હોતો ! તેને મજુરી કરવી પડતી હતી. તે સરકારનો કર પણ મજુરીની મિળકતથીજ ભરતો હતો ! તે જીવતો હતો ત્યાંસુધી કુટુંબના પ્રતિપાળની ફીકર ન હતી ! તે સારો માણસ હતો ! કોઈ પણ વ્યસનને અધીન તે થએલો ન હતો અને કરકસર કરી ગુજરાણ ચલાવતો હતો ! પોતાની પત્ની પર તે પ્યાર કરતો હતો અને તેને સુખ થાય એવી રીતીથી ચાલતો હતો ! બાબૂને એક ભાઈ અને નાની બ્હેન હતી ! તેમને તે પોતાના પ્રાણ જ માનતો હતો ! તેનું કુટુંબ મહાળુંગામાં એક આદર્શરૂપ થયું હતું ! સમાધાન એજ સુખનો આધાર છે એ તત્ત્વનો જાણે કે તે પોતાના વર્તનથી લોકોને બોધજ કરતો હતો !

પણ એટલામાં તેને મરણ આવ્યું. તેનું સુખી કુટુંબ દુઃખમાં પડયું. મહાળુંગા ગામને તજી જવા વગર હવે કોઈ ઉપાય ન રહ્યો ! બાબૂની ઉમ્મર તે વખતે માત્ર દસ વરસની હતી ! તેનો ભાઈ અને બ્હેન તેના કરતાં પણ કુમળી ઉમ્મરનાં હતાં. અને આ સર્વના પોષણનો બોજો તેમની દુઃખી માપર હતો ! એવી હાલતમાં તે બિચારી શું કરશે, કયાં જશે, કયો આશ્રય લેશે ?

તે ત્યાંથી ચાલી ગઇ અને કોંકણમા જઇને ચિપળુણમાં રહેવા લાગી ! ત્યાં તેનાં કોઈ આપ્ત હતાં ! તેના મદદથી તેને કાંઈ કામ મળ્યું ! પણ સ્ત્રિયોનું જન્મ બહુ કઠણ છે ! તેમનો પતિ જીવતો હોય ત્યાં સુધી તેને સુખ મળે છે ! પણ તેના મૃત્યુપછી તેમને બધા લોકો કફોડી હાલતમાં મૂકે છે. ચિપળુણમાં એવીજ હાલત થતાં બાબૂની મા પનવેલ ગઇ અને ત્યાંથી સાતારા જીલ્લામાં લોણંદ અને વાઇતાલુકામાં ગઇ ! તેની સાથે તેનાં બાળકો હતાં અને નાની ઉમ્મરમાં તેમને પણ કામ કરવું પડતું હતું ! લગભગ નવ-દસ વરસ સુધી તેમને એવી રીતે શ્રમ કરવા પડ્યા ! એટલી અવધીમાં બાબૂ વીસ વરસનો થયો ! તે હવે અજાણતો ન હતો ! તે કુટુંબની જવાબદારી લેવા સમર્થ થયેલો હતો ! પોતાનું ગામ છોડીને બાહાર ભમવાની તેને શરમ લાગી ! અને તેથી મહાળુંગાને પાછા જઇને પોતાનો બાપ જેવી રીતે આબરૂદાર ખેડુત તરીકે ત્યાં રહેતો હતો તેવી રીતે રહેવાનો તેણે નિશ્ચય કીધો !

પણ એટલામાં એક નવો સંજોગ ઉત્પન્ન થયો ! ખેડુત તરીકે રહેવાનો બાબૂનો વિચાર થયો, પણ હિંદદેવીએ તેનેમાટે બીજોજ સંકેત કર્યો હતો. તે ૧૯૨૭ સાલ હતું ! તે સાલમાં શ્રીશિવાજીમહારાજને જન્મીને ત્રણસો વરસ પૂરાં થયા હતાં. અને તેથી તેમની ત્રિશતસંવત્સરીનો મહોત્સવ હિંદુસ્થાનના દરેક ગામમાં ઉજવવામાં આવતો હતો ! એટલુંજ નહિ પણ બ્રહ્મદેશ અને સીલોનમાં પણ આ મહોત્સવ ઉજવવામાં આવ્યો. તે સાલમાં શ્રીશિવાજીમહારાજના નામથી બધો ભારત દેશ ગાજી રહ્યો !

એટલામાં બાબૂ ગેનૂ પોતાના ગામને જઇ પોહોંચ્યો ! શું તે હવે પછી સંસારમાં પડશે ? અશક્ય ! અશક્ય ! તેને દેશભક્તિમાંજ પડવું જોઇએ ! શ્રીશિવાજીમહારાજ તેને એજ સંદેશ આપે છે ! તેમની ત્રિશત સંવત્સરી તેને તેજ ઉપદેશ કરે છે !

---

# અશ્રુધારા ૬ ઠ્ઠી.

૧૫૫૩૦

## મારી માતા કોણ ?

શ્રીશિવાજીમહારાજની ત્રિશતસંવત્સરીની પાછળ હિંદમાં આંદોલનપર આંદોલન ઉઠયાં! બેળગામના કોંગ્રેસ પછી મહાત્મા ગાંધીએ બધા સૂત્રો દેશબંધુ દાસ અને શ્રી. મોતીલાલ નેહરૂને સોંપ્યાં હતાં! પણ ટુંક વખતમાં તે સૂત્રો પોતાના હાથમાં લેવાની તેમને અગત્ય પડી. ૧૯૨૮ સાલમાં જ્યારે કોંગ્રેસનો મેળાવડો કલકત્તામાં ભરાયો ત્યારે અત્યાચારી પક્ષની સાથે મહાત્મા ગાંધીનો મોટો જંગ થયો. તે જંગમાં મહાત્માજી ફતેહમંદ થયા, પણ તેમને એવું વચન આપવું પડયું કે આગામી વર્ષમાં હું હિંદની સ્વતંત્રતા જાહેર કરીશ. તે પ્રમાણે લાહોરમાં ભરેલી કોંગ્રેસની બેઠકમાં હિંદની સ્વતંત્રતાનો ઠરાવ પસાર થયો અને તે ઠરાવ અમલમાં મૂકવાની કોશિશ શરૂ થઈ. ઘણાં યુવકો એ વખતે મહાત્મા ગાંધીના ઝુંડાની નીચે આવીને ઉભા રહ્યાં. હિંદના ઘણાં આગેવાનો મહાત્માજીની આજ્ઞા પ્રમાણ માનવા તૈયાર થયાં. મહાત્મા ગાંધીએ નામદાર વોઇસરોયને લખેલા પત્રે બધા દેશમાં મોટો ખળભળાટ મચાવ્યો, એટલુંજ નહિ, પણ જ્યારે સ્વરાજ મેળવ્યા વગર પાછું આશ્રમનું દર્શન નહિ લેવાની પ્રતિજ્ઞા કરીને ગાંધીજીએ આશ્રમ છોડયો અને દાંડી સુધી પોતાનો મશહૂર પ્રવાસ કીધો ત્યારે બધી દુનિયાની નજર હિંદની તરફ ખેંચાઈ.

આ અવસરમાં બાબૂ ગેનૂ પણ ગાંધીજીનો સૈનિક બન્યો. તેના ગામથી જુન્નર નજીક છે! ત્યાં કોંગ્રેસની એક શાખા ઉઘાડવામાં આવી અને તેનું કામ જોરથી શરૂ થયું! બાબૂ ગેનૂ આ શાખાનો સ્વયંસેવક બન્યો અને રાતદહાડો કોંગ્રેસનુંજ કામ કરવા લાગ્યો. તેનો સંસાર ત્યાંની ત્યાંજ રહી ગયો. ભાઈ, બહેન કે માનો ખ્યાલપણ તેને રહ્યો નહિ.

તેની મા ધબરાઈ ગઈ અને એક દિન તેને બોલી– " બાબૂ તું શું કરે છે! તને ઘરની કાંઈ ફિકર છે કે નહિ! તારી માને પણ તુ એવી રીતે કેમ

ભૂલી ગયો ? શું તને પોતાના કુલનો અભિમાન નથી ? પોતાના સ્વર્ગસ્થ પિતાનો અભિમાન નથી ? તારી માનો તને અભિમાન નથી ? ”

બાબૂ બોલ્યો—‘ મારી મા ? મારી મા કોણ ? ”

“ તારી મા કોણ ? ”—મા ફરીથી બોલવા લાગી—“ અરે હું તારી મા ! તું મને જાણતો નથી ? શું તૂ ગાંડો બની ગયો ? શું તારી અક્કલ, તારો હોશ, તેં ગુમાવી દીધો ? ”

“ નહિ, નહિ ! મા, મારી અક્કલ ગુમાવી નથી ! પણ હવે મને ખરી અક્કલ આવી છે. ”

“ અક્કલ આવી છે ? ” મા હંસીને બોલી !—“ ત્યારે તારી માને તું કેમ ભૂલ્યો ? ”

“ નહિ, નહિ, મારી માને હું ભૂલ્યો નથી ! પણ તું મારી મા નથી ! ”

“ તો કોણ તારી મા ? ”

“ આ હિંદ મારી મા ! હું તેનેજ ઓળખું છું ! બીજી માને હું ઓળખતો નથી. હું તેનોજ પુત્ર છું અને જ્યાં સુધી મારા દેહમાં પ્રાણનો અંશપણ બાકી છે ત્યાં સુધી હું તેનીજ સેવા કરીશ. ”

---

## અશ્રુધારા ૭ મી.

### દેશકાર્યની પ્રતિજ્ઞા.

બાબૂનું વચન સાંભળીને તેની માને બહુ ખોટું લાગ્યું ! તેને જગત શૂન્ય ભાસવા લાગ્યું ! સંસાર અસાર જણાયો ! પતિના મૃત્યુની યાદ તેને થઈ ! અને જે પ્રમાણે પતિના મૃત્યુના વખતે તેની સ્થિતિ અસહ્ય થએલી હતી

તે પ્રમાણે અથવા તેનાં કરતાં પણ વધારે પોતાની સ્થિતિ અનાથ થએલી છે એવી ભાવના તેના મનમાં ઉત્પન્ન થઈ. નિરાશા, સમાધિ અને નિદ્રામાં ફરક નથી ! અને જો ફરક હોય તો ઘણોજ થોડો હોય. બાબૂના વચનથી નિરાશામાં પડતાંજ તેને નિદ્રા આવી. તે સુઈ ગઈ. તેની સમાધિ લાગી. પણ તે નિર્વિકલ્પ સમાધિ ન હતી. તે સમાધિમાં તેનાં પતિ તેની નઝર આગળ ઉભા થયાં. પોતાનો ભાંગેલો સંસાર તેને દેખાવવા લાગ્યો. તેનું અંધકારમય ભવિષ્ય તેને દીસવા લાગ્યું. તે અચકાઈ ગઈ, કચડાઈ ગઈ, ગભરાઈ ગઈ ! દશદિશાઓ ભયાનક રૂપમાં તેને ગળી જવા ઉભી થઈ ! તે જાગી ! બિછાનાપર ઉઠીને બેસી ! બાબૂને હાંક મારવા લાગી.

'બાબૂ, બાબૂ, દોડ, અહિયાં આવ.'

પણ બાબૂ આવ્યો નહિ ! બાબૂને પુકારીને તે થાકી ગઈ પણ બાબૂ આવ્યો નહિ ! બાબૂ કયાંથી આવશે ? બાબૂ ત્યાં હતો જ નહિ.

રાતે માની સાથે તેનો જે સંવાદ થયો તેના પછી વિચાર કરીને તેણે નિશ્ચય કીધો કે હવે પછી ઘરમાં રહેવાનું નથી ! બસ ! સંસારનું પ્રેમ પૂરૂં થયું ! જ્યાંસુધી હિંદમાતા સ્વતંત્ર થયેલી નથી ત્યાંસુધી સંસારને બાળી નાખવો !

એવો વિચાર કરીને બાબૂ મહાળુંગાથી નિકળ્યો તે ઠેઠ મુંબઇ આવી પહોંચ્યો. તેના ગામના ઘણા લોકો મુંબઇમાં હતાં ! એટલુંજ નહિ પણ તે બધા સારી હાલતમાં હતાં. કારણ કે તે ક્રાફર્ડ માર્કેટમાં ફ્રૂટનો વેપાર કરતા હતાં. પુના જિલ્હામાંથી જેટલા જુન્નરવાળાં માણસો મુંબઈમાં આવે છે તે ઘણું કરીને ફ્રૂટનોજ વેપાર કરે છે અને ધનાઢ્ય હોય છે. પણ બાબૂ ઘરથી નિકળ્યો હતો તે દેશકાર્ય કરવા નિકળ્યો હતો ! તેથી મુંબઈમાં દેશકાર્યમાં જે મગ્ન હતાં તેમની પાસેજ તે ગયો અને દેશકાર્ય કરવા લાગ્યો ! તે વખતે મુંબઈમાં તાનાજી પથક સ્થાપન થયેલું હતું. તેમાં તે દાખલ થયો. મુંબઇમાં તે વેળાએ વડાળા સત્યાગ્રહનો ધડાકો ચાલતો હતો. તેમાં બાબૂ ગેનૂ સામીલ થયો અને તેને સજા થઈ. તેની રવાનગી યેરવડા જેલમાં થઇ હતી ! ત્યાં તે આનંદમાં રહ્યો અને તેથી છુટયાપછી પોતાના ગામે જઇને માને મળ્યો.

બાબૂને જોતાંજ માતાને અત્યાનંદ થયો! તેના નેત્રામાંથી આનંદના આંસુ આવવા લાગ્યાં. તેને સ્વર્ગલોકનું સુખ પ્રાપ્ત થયું.

---

## અશ્રુધારા ૮ મી.

### એકજ પળમાં.

---

પણ બાબૂ પોતાના ગામમાં ઘણા દિવસ રહી શક્યો નહિ! તે ફરીથી મુંબઇમાં આવ્યો અને કોંગ્રેસના વોલંટિયરોમાં દાખલ થયો! તે ઘણા ઇમાનથી પોતાનું કામ કરવા લાગ્યો! એટલામાં મુંબઇમાં એવો સવાલ ઉઠયો કે ચાલતી મોટાર લોરીની આગળ કોઇ પડી શકશે કે? એક પક્ષ એમ ધારતો હતો કે મુંબઇના વોલંટિયરો ગમે તેટલું શૌર્ય બતાવે, પણ તેમનાંથી ચાલતી લોરીને અટકાવ કરી શકાશે નહી! બીજો પક્ષ વધુ વિશ્વાસધારી હતો. તે કહેતો હતો કે મુંબઇના વોલંટિયરો ચાલતી લોરીને પળ અટકાવી શકશે અને જો લોરી નહી થોભશે, તો તેની નીચે મરી જશે. મુંબઇના વોલંટિયરો ડરનારાં નથી! પોતાના કર્ત્તવ્યને લીધે તે ગમે તેઓ સાહસ કરવા તૈયાર છે!

બાબૂએ તે સાંભળ્યું અને કહ્યું કે "લોરીની આગળ પડી જવા હું તૈયાર છું. મુંબઇના વોલંટિયરો કેવાં છે તે વિશે જો કોઇને શક હશે તો તેમની શંકા હું દૂર કરીશ!"

બીજે દિવસે તે પ્રસંગ આવી પહોંચ્યો! કાસીમ અબ્દુલ રહિમાન અને દામોદર ખેતસી આ બન્નેએ પોતાની લોરીમાં વિલાયતી માલ ભર્યો અને પોલીસની મદદ લઇને લોરી ચલાવી. ત્રીસ વોલંટિયરો તે લોરીને અટકાવવા આવ્યાં, પણ પોલિસે તેમને ફાવવા દીધાં નહિ!

પણ—પણ—એ શું!—આ કોણ છે? આ કોણ છે! આજ તે બાબૂ ગેનૂ! જુઓ તે દોડીને લોરીની આગળ પડ્યો અને એક પળમાં—હાય—એકજ પળમાં—ચકદાઇ ગયો!

---

## અશ્રુધારા ૯ મી.

### આકાશમાં નવો તારો.

તે દિવસ ૧૨ ડિસેંબર શુક્રવારનો હતો. તે વેળા બપોરની બાર વાગ્યાની હતી. તે વેળાએ બાબૂ ગેનુનૂં શરીર વિદીર્ણ થઈ ગયું ! કાલબાદેવી રસ્તાપર તેનું લોહી વેહવા લાગ્યું ! બાબૂ ગેનૂના રક્તથી જમીન લાલ થઈ ગઈ ! એક ક્ષણ પહેલાં બાબૂ ગેનુ જીવતો હતો ! પણ હવે તે પંચતત્ત્વોમાં મળી ગયો. ભૂમીનો અંશ ભૂમિમાં ગયો, જલનો અશ જલરૂપ થયો, આકાશ આકાશમાં ઉડી ગયું !

બાબૂ ગેનૂ મરી ગયો ? ના ! ના ! બાબૂ ગેનૂ મર્યો નથી ! બાબૂ ગેનૂ કદિ મરવાનો પણ નથી !

તે શુક્રવારનો દીવસ હતો ! માટે શુક્રનો તારો જે પ્રમાણે આકાશમાં પ્રકાશે છે તે પ્રમાણે બાબૂ ગેનુનો તારો આકાશમાં પ્રકાશમાન થઈ ગયો છે ! શુક્રનો તારો રાતે અથવા પ્રભાતમાં જ પ્રકાશે છે ! પણ બાબૂ ગેનૂનો તારો મધ્યાન્હમાં પણ પ્રકાશી શકે છે. જે પ્રમાણે ભગવાન્ સૂર્ય મધ્યાન્હમાં આકાશના અત્યુચ્ચ ઠેકાણે વિરાજમાન થાય છે તે પ્રમાણે બાબૂ ગેનૂ પણ આકાશમાં અત્યુચ્ચ ઠેકાણે પ્રકાશમાન થએલો છે. આકાશમાં સૂર્ય ચંદ્ર ઇત્યાદિ નવ ગ્રહોજ છે ! પણ હવે તેમાં એક ગ્રહ વધી ગયો છે ! જે પ્રમાણે સૂર્ય, ચંદ્ર, શુક્ર અથવા બૃહસ્પતિ ગ્રહમાલામાં દાખલ છે તે પ્રમાણે ગ્રહમાલામાં હવે બાબૂ ગેનૂ પણ દાખલ થયો છે !

પંડિતો અને જોશિઓ, વિદ્વાનો અને ભવિષ્યવાદિઓ, તમે હવે પછી અપની ગણત્રિમાં નવ ગ્રહજ ન ગણો ! અંતરિક્ષમાં હવે બાબૂ ગેનૂ એટલે એક નવો ગ્રહ ઉપસ્થિત થયો છે કે જે મંગલ જેવો તેજસ્વી છે, સૂર્ય જેવો ચૈતન્યદાયક છે, ચંદ્રજેવો સુખકર છે અને બૃહસ્પતિ જેવો ભાગ્યવર્ધક છે. જુઓ, જુઓ, તે રાત્રે પણ પ્રકાશે છે અને દિવસે પણ પ્રકાશે છે ! તેને ભંગ નથી ! લોપ નથી ! ખંડ નથી ! તે કાલબાદેવીપર

દિસે છે, ગિરગામમાં દિસે છે, પરળ, દાદરપર દિસે છે, તે સુરતમાં દિસે અહમદાબાદમાં દિસે છે, દિલ્લીમાં દિસે છે, ન્યુયોર્કમાં દિસે છે, એટલુંજ નહીં પણ ખુદ બાદશહાના વિંડસર પેલેસપર પણ બાબૂ ગેનૂનો તારો દિસે છે !

અને આ તારો શું કહે છે? તે કહે છે કે "હિંદ સંતાનો, હિંદપર પ્ય કરો ! આ તમારી માતા છે. તેનું સુખ તે તમારૂ સુખ, તેનો વિજય તમારો વિજય, તેનું વૈભવ તે તમારૂં વૈભવ ! જે કોઈ એમ માનતા હોય હિંદને સુખી કીધા વગર અમે સુખી થઈશું તો તે તેમની ભૂલ બળતી પેટીમા રાખેલું વસ્ત્ર બળ્યા વગર રહેવાનું નથી ! તમે વસ્ત્ર છે હિંદમાતા તમારી પેટી છે ! તે બળે તો તમે પણ બળી જશો ! સુરક્ષિત રહે તોજ તમે સુરક્ષિત રહેશો.

સંસાર એટલે શું ? ચાર દિનનું નાટક ! જે પ્રમાણે નાટક ચાર ઘંટામાં ખલાસ થાય છે અને પછી તેનાં રંગની એક લીટીપણ રહેતી નથી તે પ્રમાણે આ સંસાર ચાર દિનમાંજ ખલાસ થવાનો છે. તેને માટે શું વાદળ ઉઠાવા છો ! અરે, મેહનત કરવી તો હિંદમાતાને માટે કરવી ! કલેશ ઉઠાવવાં તો હિદમાતાને માટે ઉઠાવવાં ! પ્યાર કરવો તો હિદમાતાપર કરવો ! પુણ્ય કરવું તો હિદમાતાને માટે કરવું ! એટલું નહિ, પાપ કરવું હોય તે પણ હિંદમાતાને માટેજ કરવું ! હિદમાતાને માટે પાપ કીધું અને તેથી નરક મળ્યો તો પણ તે સ્વર્ગરૂપ છે ! પણ હિદમાતાને દુઃખમાં નાખીને તમે સ્વર્ગમાં ચાલ્યા જશો તો તે સ્વર્ગપણ નરક છે, નરક છે રૌરવ નરક છે !

તે નરક જો તમને ન હોય તો હિંદને માટે આત્મભોગ કરવા તૈયાર થાઓ !"

---

પ્રકાશકઃ—**વી. એન. દાંડેકર,** બી. એ. વાડેકર બિલ્ડિંગ,
ગિરગામ–મુંબઈ નં. ૪.

મુદ્રકઃ—**આર. આર. બખલે,** મુંબઈ વૈભવ પ્રેસ, સૅંડહર્સ્ટ રોડ,
ગિરગામ–મુંબઈ નં. ૪.